# શ્રી સામળાજીની
# ગરબાવળી

## તથા

## સામળાજીનો સ્લોકો તા૦ કૌરવ પાંડવનો
## સ્લોકો તા૦ કૃષ્ણજીનો સ્લોકો,


છપાવી પ્રસીદ્ધ કરનાર.

શા. પ્રેમચંદ હઠીસંઘ ચોપડીઓ વેચનાર.

તાંબાકાંટે વીઠલદાસ બાલચંદની દુકાને મુંબઇ.


---



---


અમદાવાદ પાનકોરના નાકે મનહર પ્રીન્ટીંગ પ્રેસમાં

મોતીલાલ ગણપતરામે છાપી.

આવૃત્તિ ૨ જી. પ્રત ૧૦૦૦

સંવત ૧૯૭૩ સને ૧૯૧૭

કીંમત ૦-૨-૦

# શ્રી સામળાજીની ગરબાવળી

## શ્રી શાંમળાજીનો ગરબો.

( નહી આવું હો નંદાજીના લાલરે મહીંડા તમારારે ) એ રાગ

શ્રી ગણુપતી સરસ્વતી માતરે તમો શીશ નામુંરે
સહાય કરજો શ્રી શાંમલા રાય જુઓ મુજ સામુંરે
ગુર્જર દેશ ગણો ગરકાવરે અમદાવાદ જીલ્લોરે
સાદરો થકી ઇશાણુકોણુ ઇડર ગઢ કીલ્લોરે
ઇડરમાં કેસરીસિંહ મહારાજરે રાજા બંકારે
પરણી ઉડે છે વર કન્યાય ઇડરગઢ જીત્યાંરે
એમ ગાય છે અસ્ત્રીઓની જાતરે ગીતની માંહીરે
સાચી વાત કહું નરનાર વીચારો ચીત માંહીરે
ઇડરથી ઉગમણા દેશ માંહીરે સામલો બીરાજેરે
હરીચંદ્ર પુરી કહેવાય જુગતી છે ઝાઝીરે
સ્વસ્થાન ટીટોઇની પાસે શ્રી શામલો બીરાજેરે
જે દર્શન કરે નરનાર દુખડાં કાપેરે
ગ્રંથ કહે છે ગદાધર મહાત્મરે પોતે હરીછેસેરે
કોડ પુરે શ્રી રાય રણછોડ તપે મુખ તેજેરે
સેવક લક્ષ્મીરામ મહારાજરે અદુભર જાતેરે
માહા માહાત્મ પુરૂષ કહેવાય ચારે વેદ જાણેરે

કોટીભાનું પ્રભુનું રૂપરે તપે મુગટ માથેરે
શંખ ચક્ર ગદા ને પદ્મ ધરીયાં હાથેરે
વાગો કેશરીઓ ગરકાવરે ફુલડાંનો તોરોરે
શીશ શોભે સોનેરી પાઘ કેડે કંદોરોરે

કંઠ શોભે મુક્તા ફળ હારરે કુંડળ કાનેરે
તીલક શોભે પ્રભુને લેલાટ નમું શીશ નામીરે
ઉત્તર દીશા ભણે છે દ્વારરે ગરૂડ છે સાંમારે
હરી ગરૂડની દ્રષ્ટિ ત્યાં એક થાય છે તે ઠામરે

ત્રણ માળનું દેવળ છે ઉચું શીખર ખુબ શોભેરે
સુંદર જાળીઆંને માળીયાં ત્યાંય મનડું થોભેરે
એ બાજુએ બે છડીદારરે જન છે વીજયરે
દરપણ ગ્રહ્યાં પોતાને હાથ મનડું રીઝેરે
હાથી બાંધી હસ્તપર બાર ચોગડીઆં વાગેરે
સનમુખ શ્રી સાંભળો રાય દેવળમાં બીરાજેરે
દરવાજે હસ્તીની જોડરે સનમુખ શોભેરે

ત્યાં આસો પાલવનું ઝાડ શીતળ છાંયરે
પછવાડે ને આગળ ચોકરે રૂપાળો દીસેરે
ભગવાનદાસ બાવાનો ચોક તે નરણે નીહાળે
ત્યાં આસો પાલવનું ઝાડરે વૃક્ષ બહુ ઓપેરે

ત્યાં ત્રીલોકી નાથનું ધામ દુખડાં કાપેરે
તેની પાસે છે મીઠી એક વાવરે રૂપાળુ છે પાણીરે
રૂડુ અમૃત કારી છે ધામ શું કહું વખાણીરે
વીશ્વનાથ બીરાજે છે ત્યાંયરે પારવતી સંગેરે

પુર્વે દીશાએ શીવ શોમનાથ પારવતી સંગેરે
ઉત્તર દીશાએ સુંદર તલાવરે કમળાભુજ કહેછેરે
વિશ્વદેવનું ભારે ધામ ત્યાં દેવ સરવે રહેછેરે
રૂડો બાંધેલો દીસે બજારરે સરકારી ચોકીરે
તેની પાસે છે પ્રેત સલાપ જળ અલોકારીરે
પ્રેત પ્રાણી પામે જે કોઇરે તેની થાય ગતીરે
ત્યાં તરવેણીનો ઘાટ ગંગા લહેરો લેતીરે
ગળે તરવેણીમાં હાડરે નજરે ભારયાંરે
નાગ ધરોતે નૈરૂત્ય કોણ નરણે નીહાળીરે
નાગ ધરામાં નાય નરનારરે એક વસ્ત્ર પહેરીરે
કોટી પ્રાચીત પલ્લે થાય કહે છે મોરારીરે
તેના પાસે છે રાય રણછોડરે દરશન કીજેરે
પ્રભુ પુરશે મનના કોડ વારણાં લીજેરે
એક વસ્ત્ર સુરજકુંડ માંહીરે નરનારી નાશેરે
તેનાં બ્રહ્મહત્યાદીક જાય પાવન થાશેરે
હરીચંદ્ર રાજા કેરી ચોરીરે ઘણા વર્ષ કેરીરે
જાણે રચેલી દીસે છે આજ શોભા ઘણેરીરે
પ્રેત સાલ્યાના પાસે એક ઝાડરે અખાવડ કહેછેરે
ત્યાં કળશી છૈયાંની માત તેની પાસે રહેછેરે
છઇઆં વળગ્યાં છે હારોહારરે શોભા શી વખાણુંરે
ત્યાં બ્રહ્માની મુરતી કહેવાય દેવળ રૂપાળુંરે
ત્રીકોકી પરવતનું નામરે મેરૂ સમાનરે
ત્યાં બીરાજે શ્રી ભગવાન નંદ ત્રીપુરારીરે

ઉપર ઘણા ભર્યાં જળકુંડરે સજીવન પાણીરે
સરસ દેવળ ઘણાં દેખાય શું કહું વખાણીરે
દેવ મુની તણાં આશ્રમરે ઘણાં ત્યાં ઝઝુકેરે
ઠામો ઠામ ધુણીઓ દેખાય જેમ ગીરી આબુરે
થાય શબ્દ નાના પરકારરે પર્વતની માંહીરે
મોર બોલે બપૈયા ત્યાંય કોયલ ટૌકારેરે
પશ્ચિમ દીશાએ માત સીઓરરે દરશન દાડીરે
બહુ ભમરા કરે ગુંજાર જંગલ ઝાડીરે
તેના પાસે સાંમલપુર ગામરે રૂદ્રાળો માહદેવરે
રૂદ્ર માયની આરતી થાય સૌ લોક સેવેરે
દક્ષિણ દીસાએ આંદી ઓલગામર વૈજનાથ સીવરે
ભોળો ભાગસે તે ભવનાં દુઃખ જાણજો જીવરે
ત્રીકોટી પરવતના કીનારે સરીતા વહે છે રે
તેની કાંઠે છે ખોડીઆર માત દરશન દેછેરે
ઘણા વાવ કુવા ને તલાવરે પુરાણ ગએલાંરે
જુગો જુગરે સમાની વાત નીસાની રહેલીરે
આજ સાંખ કરી ખોદાવો ચમત્કાર દેછેરે
માંહી રહે છે મણીધર નાગ જીવ લઇ જાસેરે
ત્યાં ટીંટોઇ તાલુકદારરે કનકસીંહ રાજારે
જેને સાંમળીઆની સાય પુનવંત ઝાઝારે
આવ્યા અંગ્રેજ નગારે નીશાનરે રૂડી ત્યાં રીતરે
કનકસીંહ કનક જેવા રાય શંકરો દીસેરે
જેને માફી કર્યા મહારાજરે વીપ્રના વેરારે

ફરી સીખર દેવલનું બંધાય થાય જોવા જેવુંરે
આવું દેવલ દીઠું નથી કયાંયરે મેં જુગમાં નીહાળીરે
સરજુગ વારામાં થયું હોય એ ખાતરી હમારીરે
ભીલ ભાવડાં રહે છે અપારરે ત્યાંય ચોકીદારોરે
કારતક સુદી પાંચમને દીન સરૂ થાય મેળોરે
જેમ સંગ ગોદાવરી જાયરે એમ આવે લોકોરે
ખાલી જમીન રહે ના તલભાર આવે એ તોપોરે
થાય બાવન ત્યાંતો બજારરે અળસેંટ આયોરે
પોઠી આવે છે અપરમપાર દીનના હઝારોરે
એવો મેળો ભરાય માસ એકરે, સહું લોક સુણોરે.
જુની હરીચંદ પુરી ત્યાં થાય દરશન લાવ લેવારે.
દેસોદેશના આવે છે લોકરે; દરશન કરવારે.
સહુ વેપારી આવે છે ત્યાંય; રૂપીઆ રળવારે.
પેલું આવે છે ઇડર પ્રાંતરે; રતલામ સારૂંરે.
ઊદેપુર ને જોધપુર ત્યાંય; મેડાંસુ રૂપાળુંરે.
ગોધરાને વીરપુર ત્યાંયરે; ઝાલદ જમાવેરે.
ઇડર રાજાની પોલીસ ત્યાંય ફરે છે હઝારરે.
મુંબઇ સુરત ભરૂચ કહેવાયરે; અમદાવાદ આવેરે.
ડાકોર ડીસા પાલણપુર લોક; પ્રભુને મન ભાવેરે.
ઘણો વીસ્તાર કહયો નવ જાયરે; થોડામાં જણાવુંરે.
ભરૂં સાચા મોતીડાંનો થાર; પ્રભુને વધાવુંરે.
રૂડા મેકયા મુંબઇ બઝારરે; શું કહું વખાણીરે.
રૂડું રાજ અંગ્રેજનું આજ, વિકટોરીઆ રાણીરે.

રૂડું સોભે રાણીજીનું રાજરે; દેવતાઇ ડોલેરે.
રંક રાવનો ન્યાય તાં તોલાય, દેવ વાણી બોલેરે.
ત્યાં અંગ્રેજની તજવીજરે, મુંબાઇના જેવીરે.
સુંદર સાંમલાજીનું ધામ, સોભા ઘણેરીરે.
કરો દરસન તમો નરનારરે, સુખીઆ થાસોરે.
જસે જનમો જનમનાં પાપ, દેવલોક જાસોરે.
જીલ્લો દશકરોઇ કહેવાયરે, અમદાવાદ મુખ્યરે.
પતાસાની પોળમાં ઠામ, પ્રેમચંદ રહેછેરે.
પીતા કેરૂં હઠીસંગ નામરે, જાતે સરમારીરે.
પ્રસિદ્ધ કર્યો પોતાને હાથ, જુગતી છે ઝાઝીરે.
સુધ કરનાર કોદરચંદ ભાઇરે, ભાવસાર જાતેરે.
તેનો મુકામ મોડાસાની માંય, કર્યું પોતા હાથેરે
ગરબો રચ્યો છે ગુણ ભરી આજરે, વાંચો નરનારીરે.
સાહય ઇશ્વર સૌની થનાર, કહુ સીસ નામીરે
સંવત ઓગણી પંચાવન સાલરે, પોસ માસ કહીએરે.
સુદ પુંનમ વાર ગુરૂવાર, ગરબો રચ્યો છે રે.

## સાંમળાજીનો ગરબો.

### રાગ બહુચરાજીનો.

સુંદીર ગદાધર પુરી સુખધામ ત્યાંહાં દેવતાઇઓનો મુકામરે
મારા સાંમળાજી લાલ,
ફરતો ડુંગર સોભીતો સારો કેવો દીસે છે ગંગાનો આરોરે, મા.
ઉગમણી ગંગા વહે છે તેને મેસવો તીરથ કહેછેરે. મા. સા.

પ્રથમ રણછોડજીનો મુકામ તેમાં શંભુ સોમનાથજીનો ઠામરે મા
સુરજ કુંડની સોભા સારી તેમાં સ્નાન કરે નર નારીરે મા
બીજો નાગધરો જેને કહીએ નીરમલ સ્નાનથી પાવન થઇયેરે મા
ત્રીજો ગાટ પરેન જે કહાવે ત્યાંતો ધુણતા લોકો આવેરે. મા
ચોથો ધામ તેલીલ દેવા દરસન કરીને પામીએ મેવારે મા
વળી જોવાની જીવતી ખાઇ ત્યાંતો કરસી સઇઆની માઇરે મા
જાતો ચકુડુ બનું ગુલજારી રસ્તો પોરો રહ્યો .દરબારીરે મા
કાશી વીશ્વનાથજીનું દેરૂ સામા દેખાય છે પર્વત મેરૂરે મા
નદી ઘાટ તે દેવલ ઝાઝાં ઘાટોઘાટ વાગે છે વાજાંરે મા
જુનાં દેવલ સુરે વખાણુ તેના ખર્ચ ના પોચે નાણુંરે મા
કરમાં બાઇનું તલાવ છે ભારી તેમાં નાયછે પૃથ્વીની નારીરે મા
પીર પેગંબર નવ ગજા લાંબા તેના બગીચાના પાસે આંબારે મા
બાખ ચોક બન્યો મોટું કામ તેમાં સાંમ સુંદીરજીનો ધામરે મા
તેમાં મારૂતી દેવલ કહીએ દરશન કર્તામાં પાવન થઇએરે મા
ત્રીલોકજીનું ઉગમણું મુકામ દરસન કરીએ ઠામો ઠામરે મા
વાવ કુવાને ઘર કોઠાર દુકાન ડેલડાં ને બજારરે મા
અડસેઠ તીરથનો સામી મહા સાંમળીઓ બહુ નામીરે મા
દેવળની સોભા શુંરે વખાણું તેનો ખર્ચ ખુટી જાય નાણુંરે મા
પ્રથમ હાથીઓની છે જોડ જોઇ પહોંચે તે મનના કોડરે મા
દેવળ વીશ્વકરમાનું જેહ નહી બને મનુષ્યથી તેહરે મા
એહ નામી સાંમળીઓ નાથ સામાં ગરૂડ જોડી રહ્યા હાથરે મા
આમા સમાનાં દર્શન થાય પ્રીતે વીશ્નું જન બહુ જાયરે મા
પુજારી લોકો તે ઠામ કરે સેવાને બારનું ઠામરે મા
ખાલી માસ અગીયાર ત્યાં કહે છે માસ એકની વસ્તી રહેછેરે મા

ઇડર તાબાનો છે ત્યાં ચોરો સદા રહે છે ચોકી પેહેરોરે મા
દેરાઇ ઠાકોર દર્શનને આવે બહુ શોભીના શણગાર લાવેરે મા
ઘણા લોકોને વેપારમાં છે પાંતી તેથી દર્શને આવે છે ખાંતેરે મા
ઇડર દરબારી મેળા ભરાય તેમાં વેપારી લોકો સૌ જાયરે મા
ગુજરખંડ પ્રતાપગઢ જેહ મુંબાઇબંદર અમદાવાદ તેહરે મા
મારવાડને મેવાડ સારી આવે જોધપુરના વેપારીરે મા
ચોકી પહેરો હજુરનો રહે છે ઘડી ઘડીમાં અલખેલ કહેછેરે મા
હરિચંદ્ર રાજાની છે ત્યાં ચોરી લેના સામુ દેખાય ગામ માંહીરે મા
ઝાડ પહાડ ને વર્વત જેહ દર્શન કરતાં સુવરે દેહરે મા
ડુંગર ઉપર દેરૂ છે સુન્ય તેમાં દરસનસે ભાઇને ભુન્યરે મા
સાંમળીઆજી કરજો સહાય કરજોડીને પુંજો ગાયરે મા
સંવત ૧૯૫૭ ની સાલ આસો સુદી સાતમ શનીવારરે મા
દર્શન કરવા ગયો તો તે દીન ગાયો ગરબો મગનમાં લીનરે મા
ભુલચુકની માફી કરજો મને ચરણ કમલમાં ધરજોરે મા
જે કોઇ સાંભળેને જે કોઇ ગાય તેની સાંમળીઓ કરશે સાહ્યરે મા

## શ્રી સાંમળાજીના શ્લોકો.

ગણુપત સારદા તુજ પાયે લાગુ બુદ્ધિ ગણેરી વેગશું માગુ
સારૂં કરે તું (૨) સારદામાય, આપો અક્ષર મન સફળ થાય ૧
કહુ શ્લોકો (૨) ગદાધર કેરો એક મનથી સાંભળજો લોકો
જેકે સાંભળતાં (૨) પાતીક જાય તેનો જન્મારો સફળ થાય ૨
એવું દેવળતો (૨) પૃથ્વીમાં નહી ઇંડું ઝળકે છે સુવર્ણ મહી
ઉપર ફરકે (૨) રૂડી ધજાય કૃષ્ણજી તેની શોભા કહેવાય ૩
માંહી બિરાજ્યા (૨) ગદાધરરાય બ્રહ્મિમરનો તે કહું મહિમાય

વાઘો જરિઆનનો (૨) શોભે છે અંગે પીતર હીરકોરી પેરી છે સંગે ૪
શિર મુગટ તે (૨) મોતી માંહી ઝળકે મોર પીંછી તે ઉપર લટકે
કાને કુંડળ (૨) ઝબુકે જોઇ સર્વે દેવતા રહ્યા છે મોહી ૫
દા,ડી હીરો તે (૨) સારોજ શોભે દશ આંગળિએ વેડજ શોભે
હાર કોટમાં (૨) મોતીનો પડિઓ ઉત્તર માળાનો શોભે ટુંપીઓ ૬
ચતુરભુજ તે (૨) પિતાંબર ધારી બાંહે બાજુબંધ કેડે કટારી
શંખ ચક્રને (૨) ગદા પદમ કેડે કંદોરો સુવર્ણ કદમ ૭
શેલુ લક્ષ તુલ (૨) કમ્મરે ઝુમે ધ્રાંકડો સાંમળિઓ જાણુંશુ બોલ
પાવલે ઝાંઝરનો (૨) ઝમકાર થાય ગાજે ઘુગરી ઝાક ઝમાળ ૮
દડી બગલમાં (૨) હાથમાં ગેડી બધા શરીરે કસ્તુરી ચોળી
કેશર અરચાતે (૨) કીધી કપાળ ઉડે ત્યાં બહુ અબિલગુલાલ ૯
સામા ગરૂડજી (૨) કરજોડી બેઠા પોળે છડીદાર બે કરજોડી ઉભા
સામું આસન ત્યાં (૨) વિષ્ણુદાસકેરું પાસે સાંમળિઆ કેરૂં છે દેરૂં ૧૦
પોળે હસ્તી બે (૨) સિંદુરે રોળ્યા સામા ત્રિલોકીનાથ બિરાજ્યા
આસોપાલવની (૨) છાયા છે મીઠી ;ખાખચોકમાં ખાખીની મઢી ૧૧
ભગવાનદાસ તે (૨) મુર્તી બેસાડી સાધુ પુરૂષ ત્યાં રહે છે દા'ડી
નરસિંહની પુજા (૨) બહુ કરે છે વાવડી મીઠી તે જળે ભરી છે ૧૨
કાશી વિશ્વનાથ (૨) મોટા મહાદેવ બહુ રૂષિજન કરે છે સેવ
કરમ ભુજનું (૨) સામું તલાવ તેમાં કમળ રૂપાળાં થાય ૧૩
કમળ મહાદેવને (૨) રૂષિ ચઢાવે સોળસે પંચ્યાશી પુજા ત્યાં કરે
ગદાધર પુરિમાં (૨) અડસઠ તિરથ રૂષિ અઠ્ઠાશી હજાર સમરથ ૧૪
સામળાનું દર્શન (૨) નિત્ય કરવાને જાય મોટા પુરૂષ વસે છે ત્યાંય

માસ કારતકે (૨) મેળો ભરાય સર્વ મુલકનું માણસ જાય ૧૫
દીપમાળતે (૨) પુનમે થાય દેવળ ઉપર દીવો મુકાય .
દેશી પરદેશી (૨) સંઘ ત્યાં આવે માલ અતિશે વેચવા લાવે ૧૬
તેરે માલને (૨) વેપારી વેચે રૂપીઆ રોકડા ઘડી ત્યાં સંચે
બ્રહ્મભોજન ત્યાં (૨) ઘણેરા થાય જમી ભોજન ખુશ થતાં ઘેર જાય ૧૭
ભુત પ્રેતને (૨) વંતરવાળા બહુ આવે નાગધરા માંહે ધુણવા જે
ત્યાંહી પરેતની (૨) મુકતીજ થાય પ્રેત મટીને દેવતાજ થાય ૧૮
કેશર વરસાદતે (૨) પુનમે વરસે અખંડ નવાણુ નાગધરો વહે છે
નાગધરા માંહી (૨) તાર્યાં છે નાગ માટે નાગધરો મોટો કહેવાય ૧૯
જેરે સનાનથી (૨) પાતિક જાય એવો તિરથનો મોટો મહિમાય
રણછોડરાયનું (૨) દેરૂં છે નવું રણછોડપરૂં તે આવાજી કેરૂં ૨૦
ત્રૈંબવદાસે તે (૨) મુરતી બેસાડી તેની શોભાની જાઓ બલિહારી
હરિચંદપુરીમાં (૨) રાજા હરીચંદ તારા લોચનરાણી સુખકંદ ૨૧
રોહિદાસ કુંવર તે (૨) તેનો રૂપાળો તેઓના દુંખનો નથી કંઇઆરો
તેના દુઃખનું (૨) વ્રતાંત કહુ, જેવું રઘુનાથે કીધુ તેલહું ૨૨
રાજા નિચ ઘેરરહી (૨) ભાર્યું છે પાણી, નારી ગુણકાને ઘેર વેચાણી
રોહિદાસ કુંવર તે (૨) માળીને આપ્યો, તેરે કુંવરને વાડીમાં થાપ્યો ૨૩
તેને ડંશીઓ જે (૨) તંબોળી નાગ પામ્યો મૃત્યુ ત્યાં આવે નિજભાત
વિલાપ ગણેરી (૨) રાણી ત્યાં કરે, બહુ પ્રકારે વિશેષ રડે ૨૪
આવ્યો રાજા ત્યાં (૨) ખડકજ તાણી, મારવા માંડી જે રીશમાં રાણી
આવ્યો શાંમળિઓ (૨) પિતાંબર ધારી ત્રણેને લઇ ગયો વૈકુંઠ માંહી ૨૫
સંવત ઓગણીસે (૨) આઠની સાલ, શાકેશનર શિતોતેર કહેવાય;

આસ જ્યેષ્ટને (૨) કૃષ્ણ પખવાળ, તિથી નવમીને ચંદ્ર તે વાર. ૨૬
ધકર પરગણે (૨) ટીંબ્રહ ગામ, ઔદિચ રૂપાતી જોશી મણિરામ;
કર્યો શ્લોક (૨) ગણધર કેરો, એક મને તે સાંભળજો લોકો ૨૭
જેરે સાંભળતાં [૨] પતિક જાય, એનો જન્મારો સફળ થાય;
સહુ કવિજન (૨) શિરનામન ધરો, વરધ ખોટજ માફજ કરો. ૨૮
જે નરનારી આ (૨) શ્લોકો ગાશે, તેના પાતિક દુર પળાશે;
સુણો નરનાર (૨) કહું કરજોડ, એકવાર બોલો જય જય રણછોડ ૨૯

---

## શ્રી કૌરવ પાંડવનો શલોકો.

શરશતી સ્વામીને કરૂં પ્રમાણ,
ભુલ્યો અક્ષરમાં મુર્ખ અજાણ;
હિંગળાજ હરશિદ્ધ ( ૨ ) બહુચરાબાળી,
અંબા તુળજાને પાવાગઢવાળી.
એકલંક ઉંટડીઓ (૨) આસરો તારો
કુબેર કળનાથ કળજુગને વારો;
દેશે દુનિઆ (૨) માં બ્રાહ્મણને અલકું,
ભણવું મુકીને અસુરી બકવું.
કોરવ પાંડવનો (૨) કહુંરે શલોકો
એક મને તે સાભળજો લોકો;
કૌરવ પાંડવને (૨) હસ્તિનાપુર ધણી,
પાંડવોને ભક્તિ ભગવાનની ઘણી.
પાંડવોને ઘરે (૨) કૃષ્ણ પધાર્યા,
ભીમ શેરડી ખાવાને લાવ્યા;

શેરડી છોલતાં (૨) આંગળી કપાણી,
પાસે બેઠાં છે દ્રૌપદી રાણી.
ચીર ફાડીને (૨) બાંધીઓ પાટો,
સભામાં કરે છે દુર્યોધન વાતો;
પાંડવોને ઘેર (૨) ભરવાડી આવ્યો,
સાથે ગોવાળીઆ બે ચાર લાવ્યો.
દેખી પાંડવ તે (૨) ઘેલાજ થાય,
તેનાં પ્રાક્રમ તે શાશા કહેવાય;
મામો મારીને પુતના માસી,
અડધી રાતે તે ગયો ગોકુળ નાશી
મથુરાં મુકીને ( ૨ ) દ્વારકાંવાશી,
રાણી રૂક્ષમણી લઇ ગયો નાશી;
આવોને આપણ (૨) મળવાને જઇએ,
કાલ નોતરૂ જમવાને કહિએ.
પાંડવને ઘેર (૨) દુર્યોધન આવ્યો;
કચેરી આગળ કાચ ઢળાવ્યો,
ઢળાવ્યો કાચ (૨) જાણ્યું જે પાણી
લુગડાં લીધાં છે ઉંચરતાણી.
શામાં બેઠાં છે (૨) દ્રૌપતી રાણી,
નજરે જોઇને બોલીઆ વાણી;
આંધેના આંધે (૨) દ્રૌપદી કહે છે,
કાચ પાણીનું પારખું લે છે.
દ્રૌપદીના વચન (૨) સાંભળીયા વારે,
મનમાં તેને નવ રહી ધીરે;
ન ગયો આધો ને (૨) વાળીઓ પાછો,
દ્રૌપદીનો બોલ હૃદયમાં રાખ્યો.

કાઢું કટારી (૨) મારૂને મરૂ,
દ્રોપદીએ મારૂં માન ઉતાર્યું.

ચઢાવે બાંહ્ય (૨) દાંતજ ભરડે,
ચઢાવે રીસને મુછજ મરડે.

આતે દાઝડીઓ [૨] ક્યારે ઓલવાશે,
જ્યારે પાંડવ વનમાંરે જાશે.

કૌરવે મળિને (૨) કર્યો વિચારે,
બાંધી તરવારો અરજુન નીહારે.

એમ વિચારી (૨) આવિઆ ત્યાંહ,
પાંચ પાંડવ બેઠા છે જ્યાંય.

આવી કરીને (૨) દુર્યોધન કહે છે,
જેના મનમાં કપટ રહે છે.

તમવિના ઘડી (૨) ચેન ન પડે,
હર વખત આવે સ્નેહજ નડે.
માશિઆઇ પીતરાઇ (૨) આપણે એક,
લડીએ ઝુંબીએ બાપનું પેટ.
આવોને આપણે (૨) સોગટે રમિએ,
હાર્યા જીત્યાની પરકણ કરિએ.

રાજ હારોતો (૨) ધરતી નારી.

એવી તે વાતો કૌરવે ધારી.
ભોળો યુધિષ્ટર (૨) રમવાને બેઠો,

રાખી પાંડવો દાસે છેટો.
અવળા ના સવળા (૨) સવળા ના અવળા,
પાંડવોના દિવસ આવ્યા છે અવળા

કૃષ્ણ અરજુનને (૨) આગળની પ્રિતી,
રામના માંહી નહી કોઇ સાથી.

પાગ પથ્થરની (૨) પાણીમાં બાંધી,
કૃષ્ણુ અરજુનને પ્રિતી તે શાંધી.

તેરે દહાડાની (૨) કૃષ્ણુની આંટી,
આજ ફરી છે દુર્યોધને માંઠી.

કૌરવ જીત્યાને (૨) પાંડવ હાર્યાં,
દેશ નિકાલ કરવાને ધાર્યા.

ચઢાવી રીશ (૨) દુર્યોધન બોલ્યા,
ઉઠોને ભાઇ વે'લાને વે'લા.

જાઓને દ્રૌપદીને (૨) સભામાં લાવો,
આજે આવ્યો છે આપણો દાવો.

સભામાં લાવી (૨) કરોરે ઉઘાડી,
એણી એ મારી ઇજ્જત પાડી.

શકુની દુસ્યાશન (૨) તેડવા ગયા,
રાજ હારીને પાંડવ રહ્યા.

હાથે પકડીને (૨) દ્રૌપદી તાણ્યાં,
રોતાં રજળતાં સભામાં આણ્યા.

ભીષ્મ દ્રોણુને (૨) કરણુ જેદરથ,
દીઠા દ્રૌપદી ઉઠયા આશન.

દુર્યોધન કહે છે (૨) કરોરે ઉગાડી,
એણીએ મારી ઇજ્જત પાડી.

એવું સાંભળી (૨) દ્રૌપદી એ વિચાર્યું,
હવે તો મરણુ નજીક આવ્યું,

વારે શામળિઆ (૨) સ્યામ સુંદીર,
મારા તણાવે દુર્યોધન ચીર.

દાશી તમારી (૨) ઘડીએ ન અળગી,
લાજ અમારી તમોને વળગી.

દ્રૌપદીની વારે (૨) શામળિયો ધાયા,
ચીરની ગાંઠડીઓ બાંધીને લાવ્યા.

લીલા પીળા ને (૨) કરમજીઆ કાળાં,
દક્ષણી [illegible] રાતા રંગાળા.

દરિયાઈ પિતરાઈ (૨) મુલતાની જાતો,
દક્ષીણ ચીરોમાં ફુલ જરની ભાતો.

તાણતાં ખેંચતાં (૨) દુશાશન હાર્યો,
આવી ગંધારી કુંવરને વાર્યો.

ગયા હૈયાને (૨) લલાટ કુટી,
સોએ ભાઈઓની વાટજ ઉઠી.

દ્રૌપદીને ગંધારી (૨) કરે વિનંતી,
ધન્ય ધન્ય તું દ્રૌપદી સતી.

વારેવારે શું (૨) કહું મુખેથી,
તારા સરખી ગોકુળમાં નથી

આવોને વહુજી (૨) ઘરમાં પધારો
જુનાં ઉતારી નવાં તે પેહેરો.

ઉતર્યાં વાધા તે (૨) અમારે કોણ પેરે,
મોકલાવા જોઈએ ભાઈઓને ઘેરે.

પેરીઓઢીને (૨) કરે કલ્લોલ,
દ્રૌપદીને પુરે શ્રી રણછોડ.

ફરી દુર્યોધન (૨) વાણી ઓચારઓ,
અતિ અહંકારી ગર્વતે ભરિઓ.

જાવોરે પાંડવોને (૨) આહ ત્યાંથી કાઢો,
શહેરમાં ન રેહે આજનો દહાડો.

પાંડવોને ઘેર (૨) ચોકી મુકાણી,
તાળાં બીડીને કુંચી દરબાર આણી.

હસ્તિનાપુરથી (૨) પાંડવો ચાલ્યા,
આગળ જઇ બેઠા વડની છાયા.
હવે પ્રભુજી (૨) કેમ રહેશે ધર્મ,
વન ભોગવવું લખ્યું જે કર્મ
દ્રૌપદી કહે છે [૨] કાં બોલો છો આપ,
વન ભોગવાયું લક્ષ્મણ ને રામ.
સતી સીતાને (૨) મહા દુઃખ પડીયું,
ધીરજ રાખીને સરવે તે સહિયું.
રાજા નરને (૨) દમયંતી રાણી,
અડધે વસ્ત્રે વન ભમતી આણી.
તારામતિને (૨) હરિશ્ચંદ્ર રાણો,
રોહિતદાસ કુંવર કાશી વેચાણો.
મોટા લોકોને (૨) હોય કશાળા,
ઉઠયા પાંડવ વનમાં ચાલ્યા.
જ્યનું આશ્રમ (૨) જોઇને રહિઆ,
તીહાં પછવાડે કૌરવ પડિઆ.
ત્રીજે પહોરે (૨) રૂષિ મોકલિઆ,
પાત્ર પખાલી (૨) પાડીયું ઉંધું,
દ્રૌપદી કહે છે હવે શું રાંધુ.
ભુખ્યા રૂષિને (૨) ચડીઓ કાળ,
બળતાં માંહે તે હવે શું બાળ.
જાવરે રૂષિજી (૨) સંધ્યાયો કરવા,
રશોઇ કરૂં છું તમારે જમવા.
અક્ષર પાત્રને (૨) આઘેરૂં તાણ્યું,
દ્વારકે જોતાં ભોજન તૈયાર જાણ્યું.

બાજીનું પાન (૨) સામળીએ ચોટાડ્યું,
ૠષિઓનું માણસ બેઠું જમાડ્યું. ૩૮
ત્રપત્યા ૠષિ તે (૨) થયા રળિયાત,
જમીને ઉઠ્યા તે ભલીભાત,
આશિશ દઇને (૨) ૠષિ પરવરિયા,
કૌરવે અમને કપટે મોકલીયા. ૩૯

ત્યાંથી પાંડવ (૨) આગળ જે ચાલ્યા,
દેશો દેશમાં ફરે મન માન્યા;
પાંચે પાંડવ (૨) ને છઠ્ઠા દ્રૌપદી,
કૌરવથી છાની ફેરવી ગતી ૪૦

બારવરસતે (૨) વન ભોગવીયું,
તેરમું વરસતે અધુરૂ રહિયું;
રહેવું છાનું તે (૨) ન જાણે કોઇ,
એવો વિચાર કર્યો મન માંહિ. ૪૧
સર્વે મળીને (૨) કર્યો વિચાર
કીયા દેશમાં જાવું નિરધાર;
ચાલોને આપણ (૨) વૈરાટ જઇએ,
જુજવાં સ્વરૂપ લઇને રહિએ. ૪૨
સમડિ ઉપર (૨) મુકયાં હથિયાર,
તક્ષક નાગને મુકયાં રખવાળ;
યુધિષ્ટરે [૨] લીધી વિપ્રની કાય.
મુખે ગુણ ગોવિંદના ગાય. ૪૩
જઇ વૈરાટને [૨] આશિશ દે છે,

સામા સામિ તે ભેટજ લે છે;
કહોને ભટજી (૨) ક્યાંથીરે આવ્યા,
પત્ર સમાચાર કોના તે લાવ્યા. ૪૪
વળતી યુધિષ્ટર [૨] જવાબ દે છે,
પુછે તેનો તે ઉતર કહે છે;
હુંતો પાંડવોની [૨] પાસેજ રહેતો,
ચંદ્રપુરાણુની વાતો કહેતો. ૪૫
લાવો તમારી [૨] પુત્રી ભણાવું,
કંકરૂપી તે હુંએ કેહેવાવું;
અરજુને લીધું [૨] વ્યંડળનું રૂપ,
નરનારિ લીધું સ્વરૂપ. ૪૬
સિંદુરનું ટીલું [૨] છુટા છે કેશ,
પાવઇ તણો તે લીધો છે વેષ;
હાથમાં ત્રિશુળ [૨] ડાકલું વાગે,
બહુચર માતાના ગીતજ ગાયે. ૪૭
આવ્યા સભામાં (૨) સેહદેવ જોશી,
બગલમાં પોથી શિર ટીપણું ખોશી;
નવે ગ્રહોમાં [૨] વરતાવ વસ્તું,
પાંડવોની પાસે રહેઠાણુ હતું, ૪૮
નિકુળ આવ્યા છે [૨] ચાબુક અશ્વાર,
જઇ વઇરાટને કર્યો જુહાર;
આવોને ભાઇ [૨] તમો ક્યાં રહો,
તમારૂં નામ અમોને કહો. ૪૯
હુંરે પાંડવોના (૨) અશ્વ ખેલતો,

વાંકા ચોરીને પ્રાક્રમ કરતો;
ગ્રહકળાના [૨] ભેદ જે જાણું,
એમાં અર્જુન શુરે વખાણ્યું. ૫૦
ભીમ આવ્યા છે [૨] ચાહુવો સાહી,
જોઇ સ્વરૂપને સભા હરખાઇ;
હું રે પાંડવોનું [૨] રસોડું કરતો,
પાકની વિદ્યા નહીં વિસરતો. ૫૧
તળ્યાં શું તળ્યાં [૨] તરકારી ભાજી,
પાંડવોની માજી થતી ત્યાં રાજી;
દ્રૌપદી રાખંતી [૨] મારૂં રે માન,
વાલુવો ખવાઇ મારૂં છે નામ. ૫૨
રાજ લોકોમાં દ્રૌપદી ગયાં,
અવર પટરાણી બેઠાંજ થયા,
આવોને બાઇ [૨] ઘરમાં પધારો
કોણ પુરૂષ છે કંથ તમારો, ૫૩
હું રે પાંડવોની [૨] સૈરેંદ્રી દાસી,
દ્રૌપદીની વેણી હું રે ગુથંતી;
સરવે બોલોને [૨] સૌ થકી મોટું,
પાન્ડવોના ઘરનું માણસ મોટું. ૫૪
એમ કહે છે (૨) વઇરાટ રાણી,
દ્રૌપદીની આંખે ભરાણું પાણી,
એવી રીતે (૨) રહ્યા સૌ કોઇ,
મનમાંની વાતો જાણે ન કોઇ. ૫૫
રાજ્ય દુર્યોધન [૨] પુઠેજ પડીઓ;

મોકલવા દુત કરે જ્યાં હુડિઓ;
સભા માંહીતે (૨) મુકીયું બીડું
ઝડપી જૈમુતે કે કહ્યું હું બીડું. ૫૬
શીખ માગીને (૨) જે યુદ્ધ જાય,
સામી કદાપી છી'કજ થાયે;
ખંભાત માળયા (૨) ઉજ્જન અજમીર,
દક્ષિણ ગુજરાતને જયપુર. ૫૭
ન મળ્યા પાંડવ તે (૨) હવે શું કરવું,
એક વૈરાટ જોવાને રહ્યું;
વઇરાટ શહેરમાં (૨) જૈમુત ગયો,
જઇ સભામાં ઉભો તે રહ્યો. ૫૮
કોઇ જન કહે છે [૨] પુતળાં છોડી નંખાવું,
સરવે ભાઇઓને ભાઇ કે'વરાવું,
એટલે જૈમુતે (૨) થાપડી કાંધુ,
ઉંટની કોટે બકરૂં બાંધુ. ૫૯
સામસામી એ [૨] લડયા હજુર,
ભીડયો કછોટાને કીધો ચકચુર;
હેરે પ્રભુજી [૨] હવે કેમ થાશે,
પુતળાં ભેગું પુતળું બંધાશે. ૬૦
જૈમુત કહે છે [૨] મુખથી વાણી,
ન મળ્યો ભીમ થઇજ હાણી;
જઇને પુછોને [૨] પક્ષ તમારી,
અહિંયા તો સરવે રહ્યા છે હારી. ૬૧

આવ્યો વાલુઓ [૨] જૈસુતને દીઠા,
આ શું તોફાન લઈને બેઠો;
પ્રોયોના દર [૨] નથી તે દીઠા,
તને ભોરીંગ નથી સાંપડિયા. ૬૨
જૈને પુછોને [૨] કઇઆની વાત,
તણે જોયા છે મહારા હાથ;
એમ કહીને [૨] દીધી છે ગાળ,
તેથી ભીમને ચડીઓ કાળ ૬૩
જૈને જૈસુતનું (૨) બાવડું ઝાલ્યું,
હવે જીવતો તને નહીં મેલું;
ગડદા પાટુને [૨] કર્યો પ્રહાર,
એટલે થઇ રહયો હાહાજ કાર. ૬૪
સભા માંહીથી (૨) સહુ કોઇ નાઠું,
એટલે ભીમ ને મારી છે પાટુ;
જીત્યા ભીમ ને [૨] રાખી છે લાજ,
થયા ખુશી વૈરાટ મહારાજ. ૬૫
જૈસુતને માર્યો [૨] જાણી એમ વાત;
રાજા દુર્યોધન ઘસે છે હાથ;
મનમાં તેણે [૨] કર્યો વિચાર,
ભીમ વિના ન કોઈ મારનાર. ૬૬
ઉઠો સુસર્મા [૨] સૈન્ય સંભાળો,
જૈને વૈરાટના ધેનજ લાવો,
ઉઠયા સુસર્મા [૨] દદામાં દીધું,

જેને વેરાટનું ધેનજ લીધું. ૬૭
વૈરાટનો રાજા [૨] ચઢીઓ સામો,
સુશર્મા તિહાં બહુ ગરગડિઓ;
ઓત્રાકુંવર તે [૨] થયો આકળો,
રથ વિના તે કેમ જાઉંપાળો. ૬૮
દ્રૌપદી કહે છે [૨] બ્યંઢળને તેડો,
લઈ બ્યંઢળને રથજ ખેડો;
આવ્યા બ્યંઢળને (૨) રથ જોતરિઓ,
ઓત્રાકુંવર તે રથેજ ચડિઓ. ૬૯
ચડયા અરજુન [૨) કેમ તે હારે,
સામે તે પાસે કૌરવ મારે;
દીઠું દળને [૨] કુંવર જે ચડિઓ,
પાછો પગ તે કુંવરે ધરિઓ. ૭૦
વીર અરજુન [૨] શુરો કહેવાય,
રથ ભેગો તે બાંધીઓ રાય,
વીર અરજુન [૨] દળમાં પેઠા,
ઓત્રાકુંવર ન જાએ બેઠા. ૭૧
કરકડી પૃથ્વિને [૨] સર્વે કોઈ જાણ્યું,
એકલા અરજુનથી સરવે કોઇ હાર્યું;
વીર અરજુન [૨] નાંખે છે બાણ,
સૌ સાથે તે કરે છે જાણ. ૭૨
કાંટે ભરાણી [૨] પાઘડીઓ લીધી,
ઢીગલાં ગુંથવા ઓત્રાને દીધી;
વીર અરજુન [૨] સમપ્રએ જાય,

પાંચે ભાઇ ત્યાં એકઠા થાય. ૭૩
સમડી ઉપરથી [૨] શસ્ત્ર ઉતાર્યાં,
નિજ નિજ અંગે સઉએ ધાર્યાં;
સભા ભરીને [૨] બેઠા છે ભાઇ,
છડિદાર ઉભા છે લાકડિઓ સાહી.
કોઇ જાણે બેઠા [૨] રાજા જને થઇ, ૭૪
એવી વારતા વૈરાટ ગઇ,
કંકરૂષિને [૨] વાળુવો ખવાશ.
નિકુળ સહદેવને બ્યંઢળ પાસ. ૭૫
સૈયનદ્રીદાસી શોભે અપાર,
જાણે દીસે છે પાંડુ કુમાર,
એતો પાંડવને (૨) હવે શું કહિએ,
ચાલોને આપણુ જઇને મળિએ. ૭૬
એમ વિચાર્યું (૨) વઇરાટ રાય,
ચાલીને આવ્યાં જ્યાં ધર્મરાય,
ભેટયા પાંડવને [૨] ભાવ શું કરી,
અભિસન્યું આપી ઓત્રાકુંવરી. ૭૭
સોનાનો ટકો [૨] શ્રીફળ કહેવાય,
રાણી લઈ વઇરાટની જાય;
વઇરાટ રાણી [૨] આવિને અડિઆં,
જઈ દ્રૌપદીને પાય તે પડિઆ. ૭૮
કેહેતા સૈરીંદ્રી [૨] અમ દુઃખ ગયાં,
તમે અમારી વેવાણ થયા;
પુત્ર પરણાવવા [૨] વેહેરાં વળજો,

કુટુંબ મિત્રને સાથે લાવજો. ૭૯
વેદ મુખેથી (૨) બ્રાહ્મણ ભણે,
મોરે ઠેકાણે દીકરી પરણે,
બ્રાહ્મણનું ભાખ્યું (૨) સાચું તે મળિયું,
ઓત્રાકુંવરીનું નશીબ ફળિયું. ૮૦

લઇ કન્યાને (૨) પાંડવ પરવરિયા,
જઇ હસ્તિનાપુર વાડીએ ઉતરિયા,
રોપ્યા દંડને (૨) મુકી એંધાણી,
દુર્યોધનને તે વારતા જાણી. ૮૧

રાજા દુર્યોધન (૨) ઘસે છે હાથ,
હવે પ્રભુજી શું થશે વાત;
હામ ધરીને (૨) બોલિયો અદકું,
આપુ ન હું તો ઓછું કે અદકું ૮૨

તેણે પાંડવોને (૨) મહા દુઃખ દીધું,
તેથી એકે ન કારજ સિધ્ધું;
કુરૂક્ષેત્રમાં (૨) રચી લડાઇ,
સામા ત્યાં ચડયા કૌરવભાઇ. ૮૩

ભારે યુદ્ધ જે (૨) થયું તે વાર,
છેવટ થઇ છે કૌરવની હાર;
દુટયો ઘેર તે (૨) ઇંડું ચંપાણું,
જોગણીઓનું ખપ્પર ભરાણું. ૮૪

ધન્ય ધન્ય તું (૨) રમાના નાથ,
પાંચે પાંડવને ઉગાર્યા સાથ;

જેને સામળિએ (૨) જોયું ઉઘાડી,
ટીટોડી બચ્યું લીધું ઉગારી, ૮૫
ત્રણ પેહેડી (૨) ત્યાં રાજજ કીધું,
અતી પ્રેમથી ચલાવ્યું શીધુ,
ગૌત્રહત્યાથી (૨) હીમાળે ગયા,
સંસાર છોડીને વઇકુંઠે રહ્યા. ૮૬
એવો વિસ્તાર (૨) પાંડવનો જેહ,
ગાય શીખે ને સાંભળે તેહ;
શ્રી કૃષ્ણ પુરે (૨) મનના કોડ,
બોલજો સર્વે જે જે શ્રી રણછોડ. ૮૭

## શ્રી કૃષ્ણજી મહારાજનો શલોકો.

સરસ્વતી માતા શુદ્ધ બુદ્ધી માગુ,
કરજોડી આપને પાય હું લાગુ,
કૃષ્ણજી કેરો કહું શલોકો,
એક મનેથી સાંભળજો સૌ લોકો. ૧
જેને સાંભળે સંકટ ભાગે,
ત્રણ ભુવનનો એહથી ગાજે,
મથુરામાં વરતે કંશની આણ,
દૈત્ય તણા છે બહુ રહેઠાણ. ૨
દેવ તીરથ કદી ન માને,
દેવતાનું ત્યાં કને કશું ન ચાલે;
દેવ તીરથની આણો ન રાખે,
હરીનું ચિતવ્યું હોય જે સાચે. ૩

શ્રાવણ વદી અષ્ટમી સાર,
નક્ષત્ર રોયણીને મંગળવાર,
માતા જશોદાએ પ્રસવ્યા છે બાળ
દેવકીએ પ્રસવ્યા છે કુંવર રૂપાળા. ૪
માતા કુંવર જોઇ રૂદન કરે,
લઇ કુંવરને હૃદય શું ધરે,
ફેરા ફરતી પ્રદક્ષિણા કરે
આંસુની ધારા આંખથી ઝરે. ૫
માતા દેવકીજી ઉભા અમુખ,
આ સુલક્ષણા શું આવ્યો મુજ કુખ;
એવું શું બોલો દેવકીજી માય,
પુરૂ લખાવી આવ્યો કુખ માંહી. ૬
મોકલ્યા કૃષ્ણજી ગોકુળ ગામ,
જસોદાની પુત્રી આણી તે ઠામ;
વાગે વાંસળી ચારે છે ગાય,
વનમાં તે નવ લાખ ચારસેં ગાય. ૭
શેષનાગના દોર બનાવ્યા,
સમુદ્ર વલોવા કૃષ્ણજી ચાલ્યા;
મેરૂ પર્વતનો રવૈયો કીધો,
એક બાજુ દેવતા ને એક પાસે દેવો. ૮
સાગર વલોવી કાઢ્યા રતન,
કૃષ્ણજી તેના કરે જતન;
કાનજી બેઠા મારગ માંય,
મહિયારી મહી વેચવા જાય. ૯

કાનજી મહી લુંટે ને ખાય,
રોતી મહિયારી કંસ પાસે જાય;
કંસને ઘેર ઘણું અંધેરૂ,
કોને અમારૂં ગોરસ વેર્યું. ૧૦
દાણી હોય તો તે દાન માગી,
હમો ના જાઇએ તમારૂં ભાગી;
રાજા કંસતે વાતજ વાગી,
મસ્તકની જવાળા બ્રહ્માંડે લાગી. ૧૧
મોકલાવો દૈત્યમાં કરશો વાર,
મારી કાનને લાવો દરબાર;
પોત્યા દૈત્ય તે હોંશેજ જાણે,
તરત વાત તે જાણી છે કાને, ૧૨
મામાએ માંડી છે મારવાની પેર,
દૈત્ય મોકલાવ્યા જમને ઘેર;
માતા દેવકીજી દેશોમાં દોષ,
મારી મામાને ઉતારૂ રોષ. ૧૩
કંસે જાણ્યું દૈત્ય માર્યાનું નામ,
એતો દેવકીના કુંવરનું કામ;
નગરી મથુરા ગોકુળ ગામ,
કૃષ્ણને રહેવા તણો એ ઠામ. ૧૪
રાજા કૃષ્ણને બળભદ્ર વીર,
સાત સમુદ્ર છે આતે ભર્યાં નીર;
મીરાંબાઇના રાખવા ટેક,
વિસ કટોરા પીધા અમરેશ. ૧૫

સુદામા કેરૂં દારિદ્ર કાપ્યું,
લંકાનું રાજ વિભિષણને આપ્યું;
નરસિંહ મેતાનું મામેરૂં પુર્યું,
કોઇ વાતે ન રાખ્યું અધુરૂં. ૧૬
રામ સીતાને લક્ષ્મણ ભાઇ
ચૌદ વરસ વન વેઠયા સવાઇ;
વનમાં સંભાળ છે લક્ષ્મણ કેરી,
રાવણ સીતાને ગયો છે હેરી. ૧૭
પોતાને ઘેર મંદોરી રાણી,
રાવણને શિખામણ દે બહુ છાની;
સાગર પર પાળ રામે તે કીધી,
મારી રાવણને લંકા તે લીધી. ૧૮
મારી રાવણને ઉતાર્યાં ઝેર;
સતી સીતાને લાવ્યા છે ઘેર;
લંકા તણો તે ફોડયો છે ઠામ,
એતો દેવકીજીના કુંવરનું કામ. ૧૯
નંદનો કુંવર લાડકો સૌને,
આણી છે ઘેર રૂક્ષમણી વહુને,
કૌરવ પાંડવ રમિયા જુગાર,
તેમાં થઈ છે પાંડવની હાર. ૨૦
ચાંદો ને સુરજ દોય છે સાખી,
દ્રૌપદી કેરી લજ્જા રાખી,
દ્રૌપદી કેરાં પુરીને ચીર,
કૌરવો તણું ઉતાર્યું નીર. ૨૧

દયા ન કીધી કૌરવે લગાર,
પાંડવે વનવાસ વેઠયાં વર્ષ બાર
વેઠયાં છે પુરાં વર્ષજ બારે,
અપાવ્યું રાજ શ્રી જગત આધારે; ૨૨
રાજા દુર્યોધન અંકારી કા'વે
નારાયણના નામે નજર ન લાવે;
કોપ્યા નારાયણ ને ચડી છે રીશ,
દુર્યોધન કેરૂં છેદુ હું શિશ, ૨૩
પાંચ પાંડવને છઠ્ઠા જુગદીશ,
લડાઇ કરે ચઢાવા રીશ;
સામું છે કૌરવ સૈન્ય અપાર,
એક એકથી બળિઆ અપાર. ૨૪
પાણીપતની ભુમી છે ભારે,
યુદ્ધ ચાલ્યું ત્યાં દીવસ અઢારે,
ભાગ્યો દુર્યોધન નાઠો જાય,
એક અભિમન્યુ રહ્યો રણમાંય. ૨૫
કૌરવ કેરાં ફેડયાં છે ઠામ,
એતો દેવકીજીના કુંવરનું કામ;
આવતો કળજુગ કઠોર ભાઇ,
ન રહે સગામાં જરા સગાઇ. ૨૬
એમ ધારી પાંડવ હીમાળે ગયા,
સ્વર્ગે સીધાવી સુખીયા તે થયા;
હીંદુ ન માને બ્રાહ્મણને ગાય,
એવો કળજુગનો છે મહીમાય. ૨૭

બેટા ન મુકે પોતાની માને,
સ્વામીની આણ સેવક નમાને;
સાળી આવે તો રાણી થાશે,
બેની આવે તો નીરાશ થાશે. ૨૮
માતા અંબીકા અલોપ થાશે,
ગંગા સરિતાનું સત તે જાશે,
બ્રાહ્મણ વાણીઆમાં નાતરાં થાશે,
નીર નવાણનાં પાત્તાળે જાશે. ૨૯
ગાભ ને આભ તુટી તે પડશે,
( ધાતુ ) નાણું ફીટીને ચર્મનું થાશે;
વિપ્રની વિદ્યા ગરોડાને ઘેર જાશે,
સાધુ સંતોમાં ભાગ લેવાશે. ૩૦
ગંગા જમના ને મુકજો કાશી,
આવ્યો તે કળજુગ નીકળ્યો નાશી;
જોઇને પખાળ્યાં ગોમતી તીર્થ,
વડું તે થાશે આબુનું ક્ષેત્ર. ૩૧
આબુ અચળેશ્વર અરબુદા માંહી;
નાથ એક લગો મેવાડ માંહી;
ગોદાવરી કેરો મેળો ભરાય,
દ્વારકા જાય તેના નિશ્ચે પાપ જાય. ૩૨
જૈને કુબેરના ચરણું ભેટ,
આપે રેવાજી પુત્ર તે પેટ;
કુડું ને કપટું શું બોલો લોકો.
ખાશો એમાં તમો ખર ધોકો. ૩૩

જુઠું બહુ છે જાણજો હાથ,
પુન્યને પાપ આવશે સાથ;
હૃદયમાં રાખો શ્રી રણછોડરાય
જેને સમરતાં સુખજ થાય.
ખાંડાની પૃથ્વી વિદ્યાનું દાન,
શ્લોકો સાંભળે તેને ગંગાનું સ્નાન.
કવી કુબેર બોલે છે વાણી,
પ્રસન્ન થજો શ્રી દ્વારકાના ધણી.

સમાપ્ત.

---